બાળ ગ્રન્થાવળી : ચોથી શ્રેણી : ૧

# જાવડશા

લેખક :

ધીરજલાલ ટોકરશી શાહ.



: સર્વ હક્ક સ્વાધીન :

પ્રથમ આવૃત્તિ : નકલ ૧૨૫૦ : સં. ૧૯૮૮

મૂલ્ય સવા આનો.

જ્યોતિ કાર્યાલય : અમદાવાદ

# જાવડશા

'બાપુ ! આવાં વ્હાણાં તો કોઇક દિ 'વાય હો ! સોનલ આકાશમાં કંકુના સાથિયા ! અને નાળિયેરીના વનમાં થઇને આવતો દખણાદો પવન ! હૈયા હલાવી દે છે હો ! અને આ માતેલો મહેરામણ ! એને તો આજ કોઈ અનેરૂં તાન ચડ્યું લાગે છે ? ચાલો, આજ તો એના કાંઠડે ખૂબ ખૂબ ફરીએ ને મજા કરીએ.

' સામન્તસિંહ! મને આજ દરિયા કિનારે જવાનું મનજ થતું નથી. મને તો પેલી ઓતરાદી આંબાની ઘટાઓજ પસંદ છે. ચાલો, ઘોડા એની બાજુ હંકારીએ. '

તબડક તબડક ઘોડા ઓતરાદી દિશામાં ઉપડયા. થોડી-વારમાં આંબાવાડિયા પાસે આવી પહોંચ્યા. પાસેજ લીલુડી વાડીઓ હતી. ખેડુત ત્યાં કોશ હાંકતા હલક ભર્યાં ગીત ગાઈ રહ્યા હતા.

"સામન્તસિંહ ! તમે મને બધે ફરવા લઈ ગયા પણ કોઈ દિવસ આ વાડીઓમાં તો ન લાવ્યા હો ! "

"બાપુ ! આપના બાગ બગીચાની આગળ એ વાડીઓનો શો હિસાબ ? એમાં શું જોવાનું હોય કે આપને લાવીએ ?"

"સામન્તસિંહ ! જ્યારે જ્યારે હું આ આંબાવાડિયા તરફ આવું છું ત્યારે ત્યારે મને આ વાડીઓમાં જવાનું મન થાય છે. પણ કોઇ દિ ગયો નથી. માટે ચાલો આજે તો ત્યાં જઇએ." જાવડે સૂચના કરી.

' ભલે, બાપુની મરજી વધતી હોય તો ત્યાં ચાલો. ' એમ કહી બન્નેએ ઘોડા પાસેની એક વાડીમાં હંકાર્યા. વાડીનો માલિક ખેડુત તો આજે પોતાને ત્યાં રાજકુંવરને જોતાં હરખ ઘેલો થઈ ગયો. પોતાનું જીવતર સફળ થઈ ગયું એમ માનતો કોશ બંધ રાખી ઘોડા પાસે આવ્યો ને પાઘડી ઉતારી પગે લાગ્યો.

ઘણી ખમ્મા, અન્નદાતાર !

' તમારૂં નામ શું ? ' જાવડે ધીમેથી પ્રશ્ન કર્યો.

' મારૂં નામ લખમણ '

' તમે આંહીજ રહો છો ? '

' હા બાપ ! આ અહીં નાની સરખી ઝુંપડી વાળી છે ને ઢોરને માટે પણ એક માંડવો ઉભો કર્યો છે. '

' તમે શહેરમાં કેમ નથી રહેતા ? '

' અમારે આખો દિવસ અહીં મજુરી કરવી ને રાતે વાડી ટોવી એટલે શહેરમાં આવીને શું કરીએ ? અમે અહીં સુખી છીએ. '

'આવી ઝુંપડીમાં રહેવા છતાં તમે સુખી છો ?'

'હા બાપ. જોઇતું અનાજ ધરતી મા આપી રહે છે. શાક પાંદડું પણ અહીં જોઇએ તેટલું થાય છે. આ બે ગાય ને એક ભેંસ છે તેનાથી જોઇએ તેટલાં દૂધ દહીં મળે છે. વળી કપાસ વગેરે વાવીએ છીએ તેમાંથી જોઇતાં કપડાં વણાવી લઈએ છીએ. એ બેથી વધારે શું જોઈએ ?"

'બસ, પછી તમારે કાંઇ ન જોઇએ ?'

'ના બાપુ, એટલું ભગવાન આપે તો બસ છે.'

'ત્યારે હેં સામંતસિંહ ? આપણે પણ આવીજ રીતે રહીએ તો કેમ ?'

'બાપુ ! સહુ સહુના મોભા પ્રમાણે શોભે. આપના નશીબમાં દૂધ ચોખા લખેલ છે. રાજની સાહેબી લખેલી છે તે મૂકી આવું જડ જીવન શું કામ જીવો ?'

'શું આ માણસો જડ જીવન જીવે છે ? ના, ના, સામંતસિંહ મને એ સાચું નથી લાગતું.' લખા પટેલના છોકરા આ વખતે શેરડીના સાંઠા કાપી રસ કાઢતા હતા. આ વાત ચાલે છે ત્યાં તો રસનો મોરિયો ભરાઈને આવ્યો. લખા પટેલે બે લોટકામાં રસ કાઢી આગળ ધર્યો અને કહ્યુંઃ બાપુ ! લ્યો જરા મોં ભીનું કરો." જાવડે સામન્તસિંહ સામું જોયું.

સામન્તસિંહે સંજ્ઞાથી હા કહી. રસના લોટકાં મોઢે ચડયાં. અમૃત જેવી એની મીઠાશ ! એટલો રસ પીતાં તો જાવડને અમીના ઓડકાર આવ્યા.

' લખા પટેલ ! શેરડી ભારે મીઠી હો ! આવાં મીઠાં તો કોઇ દિવસ સરબતેય નથી લાગ્યાં ' જાવડે ખોંખારો ખાતાં કહ્યું.

' બાપ ! એ તો આપનો પ્રતાપ. જ્યાં સુધી આપની આંખમાં અમી છે, હૈયે વસ્તીની હાય છે ત્યાં સુધી ધરતી શું કામ કસ ન પૂરે ? આજ જમીન પર જ્યારે જાલમસંગના રાજ હતા ત્યારે કાંઇયે પાકતું નહિ. જ્યારથી ભાવડ ભૂપનાં રાજ્ય થયાં ત્યારથી મહુવાની ધરતીયે સમજી ગઇ છે. આવા રામ રાજ્યમાં ધરતી કસ ન પૂરે તો થઇજ રહ્યું ને ! '

' સામન્તસિંહ ! મને તો આ બધી વાતો નવી નવી લાગે છે. મને પંડિતો અનેક વાતો શીખવે છે પણ આવું તો કાંઇ કહેતા નથી. આવા પ્રભાવશાળી પિતાજીના જીવન વિષે તમેય કોઈ દિવસ કાંઈ કહ્યું છે ?'

' બાપુ ! હવે ચાલીએ. ' એમ કહી સામન્તસિંહે ઘોડાને ચલાવ્યો. જાવડે પોતાની પાસેથી સોનાની સાંકળી કાઢી ખેડુતને ભેટ આપી ને તે પણ ચાલ્યો.

' સામન્તસિંહ ! તમે મારી વાતનો જવાબ ના આપ્યો. તમે પિતાજીના જીવન વિષે શું જાણો છો ?

' બાપુ ! એમની તે શી વાત ? એ તો ધર્મરાજાનો અવતાર છે. વ્હાણામાં ઉઠીને સુખી થવા માણસો એમનું નામ લેછે. એમણે દુનિયાની ચડતી પડતી ખૂબ જોઈ છે. '

' તમે આજ સુધી મને ભારે અંધારામાં રાખ્યો હો !

ઠીક થયું કે આજ વાત નીકળી. મને પહેલેથી માંડીને વાત કરો કે પિતાજીએ આ રાજ્ય શી રીતે મેળવ્યું ?'

' કુમાર ! મને જે જાતમાહિતી છે એ કહું છું. સાંભળોઃ

' આપના પિતાજી ગર્ભશ્રીમંત હતા. નાનપણથી દેવગુરુની પૂજા ને ધર્મમાં શ્રદ્ધા ભારે. આપના પહેલા બે ભાઈઓ જન્મ્યા ત્યારે એમણે આખા કંપિલપુરને જમાડયું. પણ વેળા વેળાની છાંયડીને બદલાતાં કાંઇ વાર છે ? ધીમે ધીમે પૈસો ટકો ઓછો થઈ ગયો. તે તદ્દન ગરીબ હાલતમાં આવી પડયા. અને જયારે માનવીને માથે દુઃખ પડે છે ત્યારે સામટાં પડે છે. એ લખો-પતિ ને બે માણસનો પેટ ગુજારો કરવો પણ ભારે પડયો.

' હેં ! બા ને બાપાજી એવી હાલતમાં આવી પડેલા ?'

' હા બાપુ ! પણ એ તો ચંદનનું ઝાડ. જ્યમ કુહાડાના વધારે ઘા ખાય તેમ વધારે સુગંધ આપે ! એ તો એ હાલત માંયે એમનાં દેવદર્શન ને એમનું સામાયિક પ્રતિક્રમણ કદી ચુકે નહિ. '

' ત્યારે એ ધંધો શું કરતા ?'

' એક નાની સરખી હાટડી માંડેલી. દિવસ ભર ત્યાં બેસી રહેતા ને મીઠું મરચું વેચતા. એમાં એક દિવસ તમારી માતા એકલા ઘેર ને બરોબર જમવાનો વખત થયેલો એ વખતે પાંચ મહાવ્રતના ધારણહાર કોઇ બે મુનિરાજની બેલડી આવી.

તમારી માતા એમને આંગણે આવેલા જોઈ રાજી રાજી થઈ ગયા. ખૂબ ભક્તિભાવે નમસ્કાર કર્યા ને જે કાંઇ રાંધ્યું

હતું તેમાંથી સુઝતો આહાર વહોરાવ્યો. મુનિરાજના કપાળ તેજે ઝળહળતા હતા. મ્હોં પર જ્ઞાનની ગંભીરતા હતી. તમારી માતાને થયું કે લાવ્યને આ મુનિરાજને કાંઈક પૂછું. તેમણે બે હાથ જોડી મુનિરાજને પૂછ્યું: મુનિરાજ ! અમારા ભાગ્યનો ઉદય ક્યારે થશે ? એ સવાલ સાંભળી બે મુનિમાંથી એક મુનિરાજ બોલ્યા: હે કલ્યાણી ! આજેજ તમારી દુકાને એક ઘોડી વેચાવા આવશે. એને તમે રાખી લેજો. એને જે વછેરો થશે તેનાથી તમારા ભાગ્ય ખીલશે. જો કે આવું નિમિત્ત કહેવાનો અમારો આચાર નથી પણ શાસનનું એમાં હિત છે એમ જાણીનેજ આટલુંયે કહીએ છીએ. એમ કહી એ મુનિરાજ તો ચાલ્યા ગયા. તમારી માતા પછી તરતજ દુકાને ગયા. એમણે તમારા પિતાજીને બધી વાત કરી. એવામાં તો કોઈ ઘોડીઓ વેચનારો આવીને ઉભો પણ રહ્યો. પણ તમારા બાપુજી પાસે એક ઘોડી ખરીદવાના પણ પૈસા નહિ. એટલે તે વિચારમાં પડયા. આખરે ઘોડીવાળાની સાથે ખૂબ રકઝક કરી પૈસા ઉધાર રાખી ઘોડી ખરીદી.

પણ તમારા બાપુએ ને બાએ એ ઘોડીની કાંઈ ચાકરી કરી છે ! અહો હો હો ! એ તો એને પેટની દીકરી કરતાંયે વધારે પાળે. પણ ઘોડીએ દેવા આવેલી એમાં ના નહિ. બે વરસમાં તેણે એક વછેરાને જન્મ આપ્યો. શું એ વછેરાનો દેખાવ ! એવા વછેરા તો આજ કોઈ નજરે પણ પડતા નથી. એ તો

ગામ આખું જોવા મળ્યું. કોઇ કહે આતો પાણીપંથો અવતર્યો. કોઇ કહે, દેવતાઇ ઘોડો જન્મ્યો. તમારા બાપુ ને તમારી માતાને તો એને જોઇ હૈયામાં હરખ માય નહિ. એની ખૂબ સાર સંભાળ લેવા માંડી. વછેરાની વાત તો ગામ પરગામ પહોંચી ગઈ. દેશ દેશાવર પહોંચી ગઇ. એક પછી એક ઘરાક આવવા લાગ્યા. પણ તમારા બાપુ હા ભણેજ નહિ. એમ કરતાં વછેરો ત્રણ વરસનો થયો. એવામાં એક તપન નામનો કોઈ પરદેશી રાજા આવી ચડયો. એણે તમારા પિતાશ્રીને બોલાવી વછેરાની માગણી કરી અને મોં માગ્યું ધન આપવા કહ્યું: તમારા પિતાશ્રી ખૂબ વિચારમાં પડયા. આખરે વાટાઘાટ થતાં ત્રણલાખ સોનૈયે એ વછેરાને વેચ્યો.

'અહો ભારે કિમ્મતી વછેરો ! મારા ઘોડાનીયે એટલી કિમ્મત તો નથી ? હું પછી ?' જાવડને વાત સાંભળવામાં બહુ રસ પડયો.

સામંતસિંહે વાત આગળ ચલાવી. 'પછી તમારા પિતાશ્રીની ભાગ્યદશા પલટાઈ. એમણે બીજી પણ ઘોડીઓ ખરીદી ને એના પણ મહાજાતિવંત વછેરા થયા. એમને ત્યાં હવે તો રાજ રજવાડાની ઘણી માગણીઓ આવે પણ કોઈને વછેરા આપે નહિ. એમણે તો એવા વછેરાને લઈ ને ઉજ્જેણીના રાજા વીર વિક્રમને ભેટ આપવા નક્કી કરેલું. એક દિવસ શુભ મુહૂર્ત જોઇ તે એકવીસ વછેરાને લઈ ઉજ્જેણી ગયા ને તે રાજા વીર વિક્રમને ભેટ કર્યા. રાજા ખરો કદરદાન. એણે કહ્યું: આતો

અમૂલ્ય વસ્તુ છે. એનાં મૂલ્ય શું હોય ? માટે હે શેઠ ! તમારે જોઇએ તે માગો. તમારા પિતાશ્રીએ મહુવાનું રાજય માગ્યું. રાજા વીરવિક્રમ કહે, એમાં તમે શું માગ્યું ? જાવ, બીજા પણ બાર ગામ ભેટ આપું છું. એમ કહી તેમને કિમ્મતી વસ્ત્રો ભેટ આપ્યા. હાથી ને ઘોડા આપ્યા તથા ધજાપતાકા ને ઢોલ નગારાનાં નિશાન આપી મહુવા મોકલ્યા.

અહા ! જ્યારે તે મહુવા આવ્યા ત્યારે શહેરનો રંગ ! એ તો ગામ આખું હિલોળે ચડેલું. લોકોમાં કોઇક રંગજ જુદા પ્રકારનો આવી ગયો. તેમણે ઠામ ઠામ તરિયાં તોરણ બાંધ્યાં. ઠામ ઠામ ધ્વજા પતાકા બાંધી શહેર શણગાર્યું. માણસોએ એમને ચોખાના થાળથી વધાવ્યા. ફુલડાની માળે વધાવ્યા અને બાપુ ! બીજી વધામણી પણ એમને એજ વખતે મળી. આપનો જન્મ પણ બરાબર એજ વખતે થયો.

'સામતસિંહ ! ધન્ય છે પિતાજીને ! કેવા સુખ દુઃખના જીવનને તેમણે જોયાં છે ને ! હું તો નાનપણથીજ આવા મોજ શોખમાં ઉછરૂં છું. શું મારે બાહુબળ અજમાવવાનો વખત નહિ આવે ?,

સામન્તસિંહ કહે, એ તો ભાગ્યની વાત છે. એનો ઉત્તર કોણ આપી શકે ?'

વાત કરતાં બન્ને જણ હવે શહેરમાં આવી પહોંચ્યા હતા. વખત પણ ઠીક પસાર થઈ ગયો હતો એટલે સીધા રાજમહેલે ગયા.

:૨:

'હવે તો ના પણ કેટલાને કહેવી? આ પુનડશાહ વર્દ્ધમાનપુરીના નગરશેઠ કહેવાય. તેમને ના કહી. આ વિમળશાહ આણંદપુરના દંડપતિ તેમને પણ ના કહી. હવે તો જાવડનું સગપણ થઇ જાય તો કોઈને ખોટું લગાડવાનું મટે! ભાવલા શેઠાણી—રાણીએ ભાવડશા આગળ વાત મુકી. ભાવડભૂપ કહે, પ્રિયે! હું એ વાતથી ક્યાં અજાણ્યો છું? પણ સગપણના કામ એટલે ઉતાવળ કરી કામ આવે તેમ નથી. એ તો જીંદગીનું સાટું. કન્યા લાયક ન મળી તો એનો ભવ બગડેને? "પણ વિચારમાં કેટલો વખત નીકળે? એનીયે કાંઈ હદ હોયને? હવે જાવડ કાંઇ નાનો નથી. પુરા વીસ વરસ તો થઈ ગયાં છે.'

'હવે વધારે વખત નહિ જાય. એ કામ આજેજ તારા ભાઈને સોંપું છું. મને ખાતરી છે કે એ કામમાં એ ભારે હોંશિયાર છે?'

'તો ઠીક, આજેજ એને મોકલો. પણ તમારી રાજકાજની જંજાળમાં એને ખોરંભે ન પાડતા હો!,

ભાવડ રાજાએ જાવડના મામાને બોલાવી વાત કરી કે જાવડને લાયક કન્યા શોધી લાવો. તમે એ બાબતમાં ચતુર છો એટલે કાંઈ કહેવું પડે તેમ નથી. છતાંયે યાદ રહે તે માટે કહું છું કે સહુથી પહેલાં કન્યાના ગુણને જોજો. પછી તેની

વિદ્યા ને તેનું રૂપ જોજો. પછી તેનું કુળ જોજો. ધનવાન કે ગરીબ તો ઠીક છે એ કાંઇ અગત્યની બાબત નથી.

જાવડના મામા કહે, બહુ સારૂં, એમાં કહેવું નહિ પડે. તેજ દિવસથી એ જાવડને લાયક કન્યાની શોધમાં નીકળી પડયા.

કોઇ જગ્યાએ કન્યા રૂપે ઠીક હોય તો વિદ્યા નહિ. વિદ્યા હોય તો રૂપ નહિ. કોઇ જગ્યાએ કુળ હોય તો સંસ્કાર જોઈએ તેવા નહિ. ઘણી કન્યાઓ જાવડના મામાએ જોઇ પણ એને એક પણ પસંદ પડી નહિ.

સાંજનો વખત હતો. સૂરજ નારાયણ આથમણી ધારોમાં ઉતરી ગયા હતા. જાવડના મામા અત્યારે શત્રુંજયની તળાટી પાસેના ઘેટી નામના ગામને પાધર આવ્યા હતા. ત્યાં સરખે સરખી સાહેલીઓ ટોળે મળી હતી. રાસની રમઝટ બોલાવી રહી હતી. એ બધામાં વિજળી સમ ઝબકતી એક બાળા મધુર કંઠે રાસ લેવડાવતી હતી. બીજી બાળાઓ એ રાસ ઝીલતી હતી. જાવડના મામાનું એ તરફ લક્ષ ખેંચાયું. જાણે રંભાનો અવતાર, જાણે સરસ્વતીનો અવતાર પોતે જોતો હોય તેમ લાગ્યું. એના બોલે બોલે શિક્ષણના સંસ્કાર હતા. તેણે પાસેથી પસાર થતી પનીઆરીઓની વાતચીત પરથી એ બાળાનું નામ જાણી લીધું. એના માતા પિતાનાં નામ પણ જાણી લીધાં. શુશીલા એ બાળાનું નામ હતું. શૂરશેઠ એના પિતાનું નામ હતું.

જાવડશાના મામાએ તો સીધા શૂરશેઠને ઘેર ઉતારા

કર્યા. પાણી પી ઘડી આરામ લીધો ને વાત કાઢી કે સુશીલાનું જાવડશા સાથે સગપણ કરો. ક્યાં શૂરશેઠ ને ક્યાં ભાવડભૂપ ! એટલે શરમના માર્યા માબાપ નીચું જોઈ રહ્યા અને એ રીતે પોતાની ઇચ્છા દર્શાવી. એવામાં સુશીલા ઘેર આવી. માતા પિતાને આવી રીતે બેઠેલા જોઇ તે હકીકત સમજી ગઈ અને બોલીઃ પિતાજી ? મેં તો પ્રતિજ્ઞા લીધી છે કે જે પુરૂષ મારા પૂછેલા ચાર પ્રશ્નોના ઉત્તર આપે તેનેજ હું પરણીશ નહિતર જીવનભર તપ આદરીશ. જાવડના મામા એ સાંભળી વધારે રાજી થયા. કન્યા વિદ્વાન છે એટલુંજ નહિ પણ હિમ્તતવાન ને ટેકીલી પણ છે એમ જાણ્યું. પછી આખા કુટુંબને લઈ તે મધુમતી નગરીએ આવ્યા.

બીજા દિવસે જાવડ અને સુશીલાનો મેળાપ કરાવવાનો હતો. સુશીલાએ સાદા પણ અદ્‌ભુત છટાથી મનોહર વસ્ત્રાલંકાર પહેર્યાં. વાળ ઓળ્યાં અને અંબોડે જાઇનાં ફુલ નાખ્યાં. ગળામાં એક ફૂલની માળા પહેરી લીધી. પછી મામા એને જાવડ આગળ લઈ ગયા. આ વખતે જાવડ મિત્રમંડળ ને પંડિત પૂરોહિત વચ્ચે બેઠો હતો. વિદ્યા ને કળાની વાતો ચાલતી હતી. સૂરજનાં તેજ કાંઈ છાપરે ઢાંક્યાં રહે ખરાં ! જાવડને જોઈ સુશીલાની આંખ ઠરી. પછી તેણે હસતાં હસતાં ચાર પ્રશ્નો પૂછ્યા. જાણે મુખમાંથી ફૂલ ઝર્યાં. હે વિચક્ષણ ! ધર્મ એટલે શું? અર્થ એટલે શું? કામ એટલે શું? અને મોક્ષ એટલે શું? જાવડ મહા વિચક્ષણ હતો. અનેક શાસ્ત્રોમાં પારંગામી હતો. તે બોલ્યો. તમારે એ ચારેનાં લક્ષણ જાણવાંજ છે ? લ્યો કહું:—

સર્વ જીવ હિતકારી જે, ત્રણ્ય રત્ન આધાર;
ધમ્મો ચારિત્ત લખ્ખણો, કોને નહિ સુખકાર ?

( સમ્યગ્ દર્શન, સમ્યગ્ જ્ઞાન અને સમ્યગ્ ચારિત્ર રૂપ ત્રણ રત્નોનો જે આધાર છે. જે સર્વે પ્રાણીના હિતને ધારણ કરવાવાળો—લક્ષમાં લેવા વાળો છે, એવો ચારિત્રલક્ષણ ધર્મ કોને સુખ આપતો નથી ? અર્થાત્ એ લક્ષણવાળો ધર્મ છે. )

હિંસા, ચોરી, કલેશ ને દ્રોહ, મોહ વિહીન;
કીધી સંપત કોણનાં, કરે ન દુઃખ લયલીન ?

( હિંસા, ચોરી, કલેશ, પરદ્રોહ અર્થાત્ વિશ્વાસઘાત અને મોહ વિના મેળવેલી સંપત્તિ કોનાં દુઃખ લયલીન કરતી નથી?)

પાળે નિયમ ભોગનાં, ન ખંડે ધર્મ કે અર્થ;
નરનારી જે સમગુણા, મળે એ કામ સમર્થ.

( સાંસારિક સુખ ભોગવવાનાં નિયમ અનુસાર જે જીવન ગાળે અને ધર્મ કે અર્થને બાધ ન આવે એવી રીતે સરખા ગુણવાળા સ્ત્રી પુરૂષનો સમાગમ થાય તેજ ખરો કામ છે. )

કષાય કાઢયા મૂળ થકી, જીત્યું જેણે મન;
શુકલ ધ્યાને સ્થિરતા, એજ મોક્ષ નહિ અન્ય.

( જેણે કષાયનો સવથા નાશ કર્યો છે અને પોતાના મનને પૂરેપુરૂં જીતી લીધું છે તેમજ જે શુકલ ધ્યાન—અતિ પવિત્ર ને ઉંચું ધ્યાન તેમાં સ્થિર છે તેજ મોક્ષ છે. એથી અન્ય કોઈ મોક્ષ નથી. )

સુશીલા જવાબ સાંભળી પ્રસન્ન થઈ. તેણે પોતાના ગળા-

માંથી ફૂલનો હાર કાઢી જાવડને પહેરાવ્યો. જાવડ પણ આવી રૂપે ગુણે કરી યોગ્ય પત્નિ મળવાથી પોતાને ભાગ્યશાળી માનવા લાગ્યો. તેણે પોતાના હાથમાંથી વીંટી કાઢી સુશીલાને પહેરાવી. પછી તે બન્નેનાં ભારે ધામધુમથી લગ્ન થયા.

જેવી પ્રીત સાયર શશીને હોય છે, જેવી પ્રીત જળ માછલીને હોય છે, જેવી પ્રીત સારસની જોડલીને હોય છે તેવી આ બે વચ્ચે પ્રીત હતી. એકના દુઃખે દુઃખી અને એકના સુખે સુખી થતા બન્ને જણ જીવન ગાળવા લાગ્યા. તેમને જાઝનાગ નામનો એક પુત્ર થયો.

થોડા વખત પછી ભાવડભૂપને સ્વર્ગનાં તેડાં આવ્યાં. તે ધર્મભાવના ભાવતા થકા સ્વર્ગે સીધાવ્યા.

હવે જાવડશા મધુમતીનો રાજા બન્યો. સુશીલા મધુમતીની પટરાણી બની.

જાવડશાને પ્રજાનાં સુખ દુઃખ જાણવાની બહુ કાળજી. તે પ્રભાત થાય કે ઘોડે ચડીને હંમેશાં બહાર નીકળે. પ્રજાના જુદા જુદા માણસો સાથે વાતચીત કરે. તેના સુખ દુઃખથી માહીતગાર થાય. પોતાના શહેરનો વેપાર કેમ ચાલે છે અને વધારે કેમ ખીલવવો એના પણ એ અહર્નિશ વિચાર કરે. એનાં રાજ્યમાં એક પણ ભારે કર નહિ. દીન દુઃખીને આશ્રય મળે અને વિદ્વાન તથા કળાકારોની કદર થાય. આથી થોડા વખતમાં તો એનું રાજ્ય ધર્મરાજ્ય ગણાવા લાગ્યું.

:૩:

' બાપુ! આથમણી દિશામાંથી પરદેશી વ્હાણ આવે છે, લશ્કરી વ્હાણ હોય એવો દેખાવ છે.

તો નગારે ધાવ ધોને! આપણા વ્હાણને તૈયાર કરો. જાવડ વિચારમાં પડયો. એકાએક શત્રુની ચડાઇ ક્યાંથી ?

નગારે ધાવ દેવાયો. ઘડી પહેલાં જે શહેર શાંત હતું તે ખળભળી ઉઠયું. બધે વાત પહોંચી ગઇ કે શહેર પર કોઈ શત્રુની ચડાઇ આવે છે. યોદ્ધાઓ શસ્ત્ર સજી દરબારગઢના ચોગાનમાં એકઠા થવા લાગ્યા.

જાવડશાહ બખ્તર પહેરી તૈયાર થયા. હાથમાં ઢાલ ને તલવાર લીધી. ઘોડે ચડીને સહુથી મોખરે ચાલ્યા. લશ્કરી વ્હાણના યોદ્ધાઓ મારતા ઘોડે કિનારે પહોંચ્યા ને વ્હાણ તૈયાર કર્યાં. જોતજોતામાં સઢ ચઢાવી સામે હંકાર્યાં. દૂરથી વ્હાણોની હારોની હાર આ તરફ આવતી હતી. વ્હાણ પાસે આવતાં જણાયું કે ખરેખર શત્રુઓજ છે. તેમણે બાણનો મારો ચલાવવો શરૂ કરી દીધો. સામેથી પણ તેવોજ જવાબ આપવામાં આવ્યો. થોડી વારમાં તો દરિયાનાં પાણી માણસના લોહીથી લાલ બનવા લાગ્યાં. ખુનખાર લડાઈ જામી. પછી તો વ્હાણ ભેટભેટીઆ થઈ ગયા. એક બીજા વ્હાણ પર કુદી પડ્યા ને હાથોહાથની લડાઈ થઇ. એમાં શત્રુની ફોજ જીતી. મહુવાના બધા માણસો માર્યા ગયા. શત્રુઓએ એ વ્હાણનો કબજો લીધો. કિનારે જાવડ પોતાના ચુનંદા યોદ્ધાઓને લઈને ઉભો હતો. પોતાનો સદાનો સાથી સામન્તસિંહ પણ લડવાને તૈયાર ઉભો હતો.

વ્હાણ પાસે આવતાં કિનારેથી બાણોનો વરસાદ વરસાવવો શરૂ કર્યો. પણ વ્હાણની રચના એવી હતી કે તેના પર રહેલાને એની ભાગ્યેજ અસર થાય. એમનું લશ્કર તીડનાં ટોળાં જેટલું હતું જ્યારે જાવડનું સૈન્ય તેના હિસાબે કાંઈ ન હતું.

સામન્તસિંહે કહ્યું: બાપુ! કિનારે ઉભા રહીને લડવું નકામું છે. ચાલો શહેરમાં દાખલ થઈ જઇએ અને અંદર રહીનેજ શહેરનું રક્ષણ કરીએ.

જાવડશાને પણ આ વાત ગળે ઉતરી અને મધુમતીમાં આવી નગરના દરવાજા બંધ કરી દીધા. બધે લશ્કરી સિપાઇઓ ગોઠવી દીધા.

વ્હાણમાં આવનાર એક જાતના મ્લેચ્છ લોકો હતા. તે તો ઝપાટાબંધ દરિયા કિનારે ઉતર્યા અને લડવાને તૈયાર થઇ મધુમતી પર ધસ્યા. મધુમતીને ઘેરો ઘાલ્યો. બે દિવસ આ ઘેરો રહ્યો. ત્રીજા દિવસે પ્રભાતમાં એકાએક ચારે બાજુથી એ મ્લેચ્છોએ હલ્લો શરૂ કર્યો. અંદરનું લશ્કર બહાદુરીથી લડયું પણ પોતાની સંખ્યા બહુ નાની હોવાથી થોડીજ વારમાં હારી ગયું. મ્લેચ્છોએ નગરના દરવાજા તોડી પાડયા અને ભુખ્યા વરૂની જેમ નગરમાં પેઠા. જે કોઇ તેમના હાથમાં આવ્યા તેમની કતલ ચલાવી. માલ મિલ્કતને લૂંટી લીધી. બીજા અનેક માણસોને કેદી તરીકે પકડવામાં આવ્યા. જાવડ, સુશીલા, જાઝનાગ, સામન્તસિંહ પણ એ મ્લેચ્છોના હાથે કેદી બન્યા.

આવા મ્લેચ્છોનાં ટોળાં આ વખતે આખા કાઠિયાવાડ

કચ્છ ને લાટ દેશમાં ફરી વળ્યા હતા. તેમના એ જંગલી હુમલાથી દેશ આખાની ખાનાખરાબી થઈ ગઈ. અનેક માણસો માર્યા ગયા. અનેક કુટુંબો નિરાધાર થઇ ગયા ને અનેક શહેર ઉજ્જડ બની ગયા શત્રુંજયની આસપાસનો સઘળો પ્રદેશ તો આ હલ્લામાં તદ્દન તારાજ થઈ ગયો.

કેટલાક દિવસ આ પ્રમાણે જુલ્મ ગુજારી એ મ્લેચ્છ લોકો માલમત્તા તથા ગુલામોનાં વ્હાણનાં વ્હાણ ભરી દેશ તરફ રવાના થયા. એ વખતે આકાશ ફાડી નાખે તેવી કારમી ચીસો સંભળાવા લાગી. પોતાના સગા વ્હાલાંથી અળગા કરી પોતાની જન્મભૂમિથી વિખુટા પાડી આ નરાધમો ક્યાં લઈ જશે ને તેનું શું કરશે એની કોઈને ખબર ન હતી. જાવડ ને સુશીલાથી આ જોયું જતું ન હતું. પણ શું કરે ?

' સામન્તસિંહ ! હવે આ વ્હાલી જન્મભૂમિને ફરી દેખશું ખરા ?' જાવડશાએ આંસુભર્યા નેત્રે પ્રશ્ન કર્યો. ' બાપુ ! જેવી પરમાત્માની મરજી. આમાં મનુષ્યની બુદ્ધિ શું કામ કરે તેમ છે?

' આપણું આ વ્હાલું મહુવા ભાંગીને ભૂકો થઇ ગયું, પ્રભુ મહાવીરનો પ્રસાદ પણ આ દુષ્ટોએ તોડી પાડયો. આપણી વરસોની મહેનત ધુળ મેળવી દીધી અને આપણી આ ભોળી ને ભદ્રિક પ્રજા તેની આ દશા કરી નાંખી ! સામન્તસિંહ ! મારૂં મગજ અત્યારે ભમી જાય છે. મારાથી આ જોયું જતું નથી. એમ બોલતાં તેને મૂર્છા આવી. સામન્તસિંહ તથા સુશીલા તેની સારવાર કરવા લાગ્યા.

થોડીવારે તે શુદ્ધિમાં આવ્યો. તે બોલ્યો: “ માતૃભૂમિ! વ્હાલી માતૃભૂમિ ! ફરી તારાં દર્શન ક્યારે થશે ?”

‘ મહારાજ ! ધીરજ ધરો. સમય આવતાં ફરી આપણે પાછા ફરીશું ને આપણી માતૃભૂમિનાં દર્શન કરીશું. ’ સામન્તસિંહે શાંત્વન આપ્યું.

:૪:

મ્લેચ્છો પોતાના દેશમાં પાછા ફર્યા. લૂંટ તથા ગુલામોના ભાગ પાડી લીધા. પણ જાવડશાહ તથા સુશીલાનું રાજકુટુંબ તરીકે માન જાળવ્યું. તેમને સ્વતંત્ર રહેવાની છુટ આપી. બીજાઓને પણ પોતપોતાનો ધંધો કરવાની છુટ આપી પણ એક શરતે કે જરૂર પડતાં માલીકની સેવા ઉઠાવવી. અર્ધ સ્વતંત્ર અને અર્ધ ગુલામ એ લોકોની સ્થિતિ ખરેખર દયામણી હતી.

સામન્તસિંહ જાવડની પાસેજ છે. બન્ને હમેશાં એકજ વિચાર કરે છે કે પાછા શી રીતે જવું? તેમણે હમણાં વેપારની શરૂઆત કરી. તેમની ચતુરાઈ, મીઠી ભાષા ને પ્રમાણિકતાથી વેપાર બહુ સારો ચાલ્યો. તેમણે હવે એક પછી એક પોતાની સાથે પકડાયેલા લોકોને પોતાની પાસે આવીને વસવા જણાવ્યું ને ધીમે ધીમે કરતાં તો ત્યાં પણ નાનું મહુવા ખડું કર્યું. એક નાનું સરખું પ્રભુ મહાવીરનું મંદિર પણ બાંધ્યું ને ઘડી ભર એ પરદેશમાં છે એ પણ ભુલાઈ જવા લાગ્યું. જો કે સ્વદેશ પાછા ફરવાની ભાવના તો હંમેશા રક્ષાજ કરતી.

એ વખતે પ્રભુ મહાવીરનો સંદેશો લઇ ધર્મ પ્રચારકો આર્ય ને અનાર્ય દેશમાં ફરતા હતા. અહિંસા ધર્મનો સંદેશો બધે સુણાવતા હતા. આવા કોઈ બે પ્રચારકો ફરતા ફરતા એક વખત ત્યાં આવી ચડયા.

જેમ તરસ્યાને પાણી મળે તેમ જાવડ અને તેના પાડોશીઓને થયું. તેઓ ખૂબ ભકિત ભાવે એમને નમી પડયા. ઘણા વખતે પોતાના દેશની હકીકત જાણવા મળે એ શું ઓછો આનંદ આપે? જાવડશાએ પ્રશ્ન કર્યો : હે પૂજ્ય! આપણા દેશમાં સહુ કુશળ તો છે ને! 'હા, મહાનુભાવ! એક ધર્મપ્રચારક બોલ્યા. બધુ કુશળ છે પણ હજી સૌરાષ્ટ્રની હાલત સુધરી નથી. મ્લેચ્છ લોકોના એ હલ્લા પછી માણસો ત્યાં વસતાં પણ ખૂબ બીએ છે. ને એથી ગાઉના ગાઉ વેરાન પડયા છે. અરે! એમાં આપણો પરમ પવિત્ર શત્રુંજય પણ સુનસાન પડયો છે. પ્રભુ આદિનાથની મૂર્તિ પણ અપૂજ્ય રહે છે?

'હા હતભાગી સૌરાષ્ટ્ર! સિદ્ધાચળજી જેવું તીર્થ તારે આંગણે અપૂજ્ય રહે છે? શું કોઇ એનો ઉદ્ધાર કરી શકે તેમ નથી? જાવડશાએ પ્રશ્ન કર્યો.

ધર્મ પ્રચારક કહે, શાસ્ત્ર વચનો એવાં છે કે જાવડશા વિક્રમ સં. ૧૦૮ માં તેનો ઉદ્ધાર કરશે. એના વિના એ તીર્થનો ઉદ્ધાર કરવા હાલ કોઇ સમર્થ નથી.

'શું જાવડશાહ? પૂજ્ય ગુરુદેવ આપ ભૂલ્યા જણાવ છો. જાવડશા નહિ હોય કોઈ બીજો હશે?'

'કેમ ભલા ! આપને એટલી બધી ખાતરી શાથી છે ? અમને બરાબર ખ્યાલ છે કે શાસ્ત્રમાં જાવડશાનુંજ નામ છે.'

'એ કયો જાવડ ?'

'મધુમતીનો રાજા !'

'ગુરૂદેવ ! એતો માની શકાય નહિ. એ જાવડ તો હું પોતેજ. મારી પાસે તો આજે નથી એ રાજ્યસત્તા ! નથી બહુ લક્ષ્મી ! અને સ્વદેશથી સેંકડો ગાઉ દૂર આવીને પડેલો છું.'

'પણ શાસ્ત્ર વચન મિથ્યા થાય નહિ, મહાનુભાવ ! જો આત્મશ્રદ્ધા અને પ્રયત્ન હશે તો જરૂર તમેજ એ કામ કરી શકશો.

'પણ એનો કાંઇ રસ્તો ?'

'રસ્તો એજ કે તમે શત્રુંજયનો ઉદ્ધાર કરવાનો નિશ્ચય કરો. બધાં સારાં વાનાં થશે.'

જાવડશાએ અહીં સુશીલાની સાથે વાતચીત કરી પ્રતિજ્ઞા લીધી. જ્યાં સુધી શત્રુંજય તીર્થનો ઉદ્ધાર ન કરીએ ત્યાં સુધી બ્રહ્મચર્ય પાળીશું. કોઈપણ જાતની મિઠાઈ જમીશું નહિ." ધર્મ પ્રચારકો જાવડશા તથા સુશીલાના આવા આકરા નિશ્ચયથી ખૂબ પ્રસન્ન થયા. તેમણે કહ્યું: 'હે મહાનુભાવ ! તને અમે ચક્રેશ્વરી દેવીનો મંત્ર આપીએ છીએ. એની સાધના કરજે. તે તને જરૂર સહાય થશે.' ધર્મપ્રચારકો થોડો વખત અહીં રહી બીજે ગયા.

જાવડશાએ તો બીજા દિવસથીજ ઉપવાસ કરી ચક્રેશ્વરી

દેવીની સાધના કરવા માંડી. એક ઉપવાસ, બે ઉપવાસને ત્રણ ઉપવાસ થયા પણ દેવી પ્રસન્ન થયા નહિ. પણ જાવડશાનો નિશ્ચય ચળે તેમ ન હતો. એણે તો અખંડપણે પોતાની સાધના ચાલુજ રાખી. બરાબર એક માસને અંતે ચક્રેશ્વરી દેવી પ્રસન્ન થયા અને બોલ્યા: વત્સ ! તારા તપથી હું પ્રસન્ન થઇ છું. બોલ્ય! તારા માટે શું કરૂં ? ' 'શત્રુંજયનો ઉદ્ધાર કરવાનું અમે વ્રત લીધું છે. શી રીતે એ વ્રત પળાય તે રસ્તો બતાવો. જાવડે માગણી કરી.

' વત્સ ! તું અહીંથી હવે સ્વદેશ જવાની તૈયારી કર. એમાં સહુથી પહેલાં તક્ષશિલા જજે. ત્યાં બાહુબલિએ તૈયાર કરેલું પ્રભુ આદિનાથનું મનોહર બિંબ છે અને તે ધર્મચક્ર આગળ ભોંયરામાં છે એ બિંબને લઈને તું તારા નગરે જજે. રસ્તામાં હું સહાય કરીશ. '

બીજા દિવસથી જાવડે સામન્તસિંહ સાથે મંત્રણાઓ કરવા માંડી કે સ્વદેશ કેવી રીતે પાછા ફરવું ? દરિયા કિનારે તો મ્લેચ્છ લોકોનો સખ્ત ચોકી પહેરો હોય. રજા સિવાય ત્યાંથી જવાય નહિ.

' પણ દરિયા કિનારે જવાનીજ જરૂરજ નથી આપણે તો તક્ષશિલા જવું છે, તો આ સેંકડો ગાઉ સુધી પથરાયેલા આ પહાડોમાંથી જવું પડશે, સામન્તસિંહે સૂચના કરી.'

' ભોમિયા વિના આ પહાડીમાંથી સહીસલામત પસાર

થવું તદ્દન અસંભવિત છે. કેમ સામન્તસિંહ! તમને શું લાગે છે.'

'હા બાપુ! કોઈ વિશ્વાસુ ભોમિયો હોય તોજ એ માર્ગે જવાય!

'તો એવા કોઈ ભોમિયાની તપાસ કરો. મેં તો સાંભળ્યું છે કે ત્યાં એવા જંગલી લોકો રહે છે જે માણસને કાચાને કાચા કરડી ખાય.'

'એ વાત તદ્દન સાચી છે. થોડા દિવસ પર એક સોદાગર આવ્યો તે એજ કહેતો હતો. એનો આખો કાફલો એ જંગલીઓના હાથેજ માર્યો ગયો!"

'વારૂ, તમે એવા ભોમિયાની શોધમાં રહેજો. હવે આપણી દુકાનનો બને તેટલો માલ વેચીને એનાં નાણાં કરી લઈએ. એનું બને તેટલું ઝવેરાત ખરીદી લઈએ જેથી રસ્તામાં વાંધો ન આવે.!

જાવડશાએ પોતાનો વેપાર સમેટવા માંડયો. સામન્તસિંહ ચુનંદા માણસોની એક ટુકડી તૈયાર કરવા લાગ્યો. થોડા વખતમાં એ પ્રમાણે ઉપડવાની બધી તૈયારીઓ થઈ ગઈ.

જાઝનાગ આ વખતે યુવાન થયો હતો. અહીં રહી શસ્ત્ર ચલાવવામાં ભારે કુશળ થયો હતો.

: ૫ :

રાત્રિ પડી ગઈ છે. સહુ જીવજંત જંપી ગયા છે. પહાડોમાંથી વનચર પશુઓની ગર્જના સંભળાય છે. ચોકીદારો ઝોકા ખાતાં પોતાની દેવડીઓ પર બેઠા છે. એ વખતે તૈયાર થઇને જાવડશાહ, સુશીલા, જાઝનાગ, સામંતસિંહ ને બીજા પાંચ ચુનંદા સાથીઓ ચુપચાપ ચાલી નીકળ્યા. ગામથી થોડે દૂર તેજી ઘોડા તૈયાર રાખ્યા છે. ચોકીદારોને વટાવી તેઓ જંગલમાં જઈ પહોંચ્યા અને ત્યાંથી કંદહારના માર્ગે પોતાના ઘોડા દોડાવી મૂકયા.

આગળ ને પાછળ ભોમિયાના ઘોડા દોડયે જતા હતા. વચ્ચે આ ટુકડી હતી. સવાર સુધી આ પ્રમાણે મુસાફરી કરી તેઓ એક પ્હાડી ઝરા આગળ થોભ્યા. ત્યાં દાતણપાણી કરીને જમ્યા. બપોર થતાં ફરી આગળ ચાલ્યા. સાંજનો સમય થયો.

રસ્તાની બન્ને બાજુ ઉંચા પહાડ. અહીં લીલીછમ ઝાડી નહતી. અહીં ફળ ફૂલના ભંડાર ન હતા. લુખ્ખા સુક્કા પહાડ. ત્યાંના મનુષ્યો જેવા કઠોર જણાતા હતા. એવામાં દૂરની ટેકરી પર એક આદમી દેખાયો.

ભોમિયાએ કહ્યું: મહારાજ ! સામેના પહાડ પર લુંટારાની ટુકડી ઉભેલી જણાય છે ! ક્રૂરમાં ક્રૂર ગણાતા લુંટારાઓની જ આ ભૂમિ છે. બોલો, આગળ વધીશું કે અહીંજ થોભીશું ?

સામન્તસિંહ તથા જાવડ વિચારમાં પડયાં. થોડીવાર વિ-ચાર કરીને બોલ્યાઃ આપણે અહીં થોભીશું તો લુંટારાનો ભય રહેશે ખરો ? મહારાજ, આપણને એમણે જરૂર જોયા તો છેજ આપણે ત્યાં ન જઇએ તો રાતના અહીં આવીને પણ હલ્લો કરે.

' હું ત્યારે સામન્તસિંહ ! આપણે આટલામાંજ કોઇ સુર-ક્ષિત સ્થળ શોધી કાઢીએ અને આપણી પાસેની માલ મિલ્કત ની વ્યવસ્થા કરીએ. જો રસ્તામાં ઝપાઝપી થાય તો ધન બધું એ લોકોને હાથ પડે એમાં સંશય નથી. એક પહાડની ગુફામાં જાવડે મુકામ નંખાવ્યોઃ ખડકની ઓથે ઘોડાને બાંધી દીધા. પોતાની પાસેનું જરઝવેરાત ગુફાની એક બખોલમાં બહુજ ખૂબી થી મુકી દીધું. વાળુપાણી કરી હવે શું થાય છે એની રાહ જોતા તેઓ વખત પસાર કરવા લાગ્યા. કલાક થઈ, બે કલાક થઈ પણ કાંઇ થયું નહિ. એટલે ધીમે ધીમે સહુ ઝોકાં ખાવા લાગ્યા. પણ જાવડ ને સુશીલાની આખમાં ઉંઘ નહતી. લગભગ મધ્ય-રાત્રિનો સમય થઈ ગયો હતો. તેઓ બહુજ ધીમેથી પોતાના સુખ દુઃખની વાતો કરી રહ્યા હતા. એવામાં દૂરથી ઘોડાની પડઘીઓ સંભળાઇ. જાવડશા ને સુશીલા ચેતી ગયા. તરતજ સામંતસિંહને ઉઠાડયો, જાઝનાગને ઉઠાડયો ને પોતાના બધા ચુનંદા સાથીઓને પણ જાગ્રત કર્યા. પોતાના હથિયાર પર હાથ મૂકી તેઓ હવે શું બને છે તેની રાહ જોતા ઉભા.

થોડીવારમાં ઘોડાના ડાબલા વધારે નજીક આવ્યા. દૂરથી

મશાલનો પ્રકાશ જણાયો ને તેની પાછળ ભૂતના ઓળા જેવા ઓળા જણાયા.

ધીમે ધીમે ટાળું પાસે આવ્યું ને મશાલના પ્રકાશ વડે ચારે બાજુએ શોધ કરવા લાગ્યું. જાવડની પાકી ખાત્રી થઈ ગઈ કે નક્કી એ લુંટારા પોતાની જ શોધમાં છે. પરંતુ ભાગ્ય એ મોટી વાત છે. તેઓ શોધ કરતા કરતા એમનો મુકામ વટાવી ગયા પણ એમના હાથમાં પકડાયા નહિ.

એ આખી રાત ટુકડીએ જાગતાં જ ગાળી. બીજે દિવસે પ્રભાતમાં ત્યાંથી પૂરપાટ ઘોડા દોડાવી મૂકયા. આવી રીતે કંઈ વખત જંગલી પશુઓના હલ્લામાંથી પણ તેઓ બચી ગયા ને કેટલેક વખતે કંદહાર થઈ ગીઝની (તક્ષશિલા) પહોંચ્યા. અહીંના રાજા જગન્મલને તેઓએ ખૂબ કિમ્મતી ભેટો આપી. રાજા ખૂબ પ્રસન્ન થયો અને બોલ્યો. તમારે શું જોઇએ ? જાવડે કહ્યું : બિંબ. રાજા કહે, બહુ સારૂં. પણ પોતે યવન હોવાથી બિંબની વાત સમજ્યો નહિ. તેણે પૂછ્યું : બિંબ એ શું છે ? જાવડશાએ સમજ પાડી કે અમે જે દેવને ભજીયે છીએ તેની મૂર્તિ. એ અહીં એક ભોંયરામાં છે. રાજા કહે, તો ખુશીથી લઇ જાવ. જાવડ તથા મિત્ર મંડળીએ ચક્રેશ્વરી દેવીએ આપેલી નિશાની મુજબ ધર્મચક્રને શોધી કાઢયું અને ત્યાં રહેલા ભોંયરાને ઉઘાડયું તો અંદરથી પ્રભુ આદિનાથની બે પુંડરીક સહિત અત્યંત મનોહર મૂર્તિ મળી. એ મૂર્તિ ભોંયરામાં હતી છતાં

તદ્દન સ્વચ્છ હતી ને એની ડોકમાં ફૂલની માળા હતી. ચક્રેશ્વરી દેવી સિવાય એવી રીતે હંમેશ પૂજા કોણ કરે? પછી એ મૂર્તિને લઇને તેઓ ધામધુમથી શહેરમાં આવ્યા. રાજા પણ એ મૂર્તિને જોઈ ખુશખુશ થયો. જાવડશાને પોતાના રસ્તામાં જોઇતી બધી મદદ આપી.

અનેક સંકટોને સહન કરતી એ ટુકડી જ્યારે તક્ષશીલાથી મધુમતી આવી ત્યારે માણસો બધા આશ્ચર્ય પામ્યા.

: ૬ :

ખંડેર જેવું થઈ ગયેલું મહુવા હવે નવું બંધાયું છે. પહેલા કરતાં પણ એની રોનક વધી છે. જાવડ એક વખત બેઠો બેઠો પોતાની પ્રતિજ્ઞા પૂરી કરવાનો વિચાર કરે છે. એવામાં વધામણી આવી કે પરદેશમાં મોકલેલાં અઢાર વ્હાણ ખૂબ કમાઈને ઘેર આવ્યા છે. બરાબર એજ ક્ષણે બીજી પણ વધામણી આવી કે બાળબ્રહ્મચારી મહાવિદ્વાન વજ્રસ્વામી પધાર્યા છે. ક્ષણભર જાવડ વિચારમાં પડી ગયો કે પહેલો ક્યાં જાઉં ?

વ્હાણ જોવા જઉં કે ગુરૂના દર્શને? પણ બીજી જ ક્ષણે તેને વિચાર આવ્યો. ધન તો સદાય છે. આ ગુરુરાજ ફરી ફરીને ક્યાંથી ? માટે ત્યાંજ પહેલું જવું. એ વજ્રસ્વામીને વાંદવા ગયો.

જેમ અષાડા મેઘની ધારા વરસે તેમ વજ્રસ્વામીની વાણી અમૃત વરસતી હતી. તેમના સચોટ ઉપદેશથી જાવડશાએ સંઘ કાઢીને શત્રુંજય જવાનો અને ત્યાંના મંદિરોનો ઉદ્ધાર કરવાનો દિવસ નકી કર્યો.

ગુરુવંદનથી પાછો ફરી તે પોતાના વ્હાણ જોવા ગયો. એની વાત પણ જાણવા જેવી બનેલી. આ વ્હાણને બાર બરસ પહેલાં વેપાર કરવા ચીન મહાચીન દેશમાં મોકલેલાં પણ રસ્તે પવનનાં વાવાઝોડાં થયાં. વ્હાણ આડા માર્ગે ચઢી ગયાં. રસ્તામાં એક બેટ આવ્યો. માણસો ત્યાં ભોજન કરવા ઉતર્યા. આજુબાજુથી લાકડાં લાવી અગ્નિ પ્રગટ કર્યો અને રસોઈ બનાવી. પણ જ્યાં નીચે જુએ ત્યાં જમીન સોનાની. તે વિચારમાં પડયા. આ શું આશ્ચર્ય ! વિચાર કરતાં નીચેની રેત બધી તેજંતુરી જણાઇ. એટલે વ્હાણોએ બીજા દેશમાં વેપાર કરવા જવાનું માંડી વાળ્યું એને જંતુરી ભરી ઘેર આવ્યા.

જાવડને લાગ્યું કે હવે તેનો દહાડો વળ્યો છે.

શુભ દિવસે મૂહૂર્ત જોઈ સંઘ ઉપડયો. જાવડને સુશીલાના હૃદય આજે આનંદે માતા ન્હોતા. જાણે કોઇ સ્વર્ગ ભૂમિની યાત્રા કરવા જતા હોય, જાણે કોઈ અમર ધામમાં જતા હોય એવા એમનાં હૈયાના ભાવ હતા.

વજ્ર સ્વામીની સૂચના પ્રમાણે ચાલતો સંઘ થોડા દિવસમાં શત્રુંજયની નજીક આવી પહોંચ્યો. એ વખતે શત્રુંજય મડદાં, લોહીને ધોળા હાડકાંથી છવાઇ ગયો હતો. એના અધિષ્ઠાયક દેવો માંસ મદિરાના ભક્ષી બની ગયા હતા. જાવડશાહે કમ્મર કસીને એ ડુંગરને ધોયો. પછી પ્રતિમા ઉપર લઈ જવા લાગ્યા. પણ દિવસે પ્રતિમા જેટલી ચડાવે તેટલી જ રાત્રે કોઇ દેવ

પાછી મૂકી દે. આમ એકવીસ વખત મૂર્તિને ઉપર ચડાવી ને એકવીસ વખત મૂર્તિ પાછી આવી. છેવટે જાવડશાને સૂચના થઇ કે તું અને તારી સ્ત્રી મૂર્તિના ગાડાની પાછળ ટેકા આપીને ચાલજો તો મૂર્તિ પાછી નહિ આવે. એમણે એ પ્રમાણે કર્યું. ત્યારે મૂર્તિ ઉપર ચડી. પછી ત્યાં ભવ્ય મંદિર ચણાવ્યું ને પ્રતિષ્ઠાનો દિવસ નક્કી કર્યો. જુની પ્રતિમાને ઉપાડીને નવી પ્રતિમા સ્થાપતા ઘણા ઉપદ્રવ થયા પણ વજ્રસ્વામી જેવાની સહાય્યથી એ કામ પાર પડયું. પછી ધ્વજ ચઢાવવાનો દિવસ આવ્યો. જાવડ ને સુશિલા બન્ને મંદિરના શિખર પર ચડયા. ધ્વજ ચઢાવતાં બન્ને હૃદયમાં ભાવના ભાવવા લાગ્યા : ધન્ય થયું આ જીવન ! ધન્ય થયો આ અવતાર ! આપણા હાથે આ મહા પવિત્ર તીર્થનો ઉદ્ધાર થયો. વળી ગુરુ પણ મહા જ્ઞાની ને ચારિત્રવાન વજ્રસ્વામી જેવા મળ્યા. મૂર્તિ પણ ભારે પ્રભાવશાળી ને અતિ પ્રાચીન મળી અને તે પણ કેટલે દૂરથી ? ખરેખર અમારાં જીવન સફળ થયાં. જીવનમાં આથી વધારે રૂડું શું હોય ? આમ પ્રબળ ભાવના ભાવતાં ખૂબ હર્ષથી બન્નેનાં હૃદય એકી સાથે બંધ પડયાં ને ક્ષણવારમાં તો તેમનો દેહ પણ ત્યાંથી અંતર્ધાન થયો.

જોનાર સહુ જોઈ રહ્યા. ઘડી પહેલાં સજોડે ચડેલા જાવડ ને સુશીલા કયા ગયાં ? પણ હજુ સુધી એ જોડલીને પાછી ફરેલી કોઇએ જોઈ નથી.

શત્રુંજય શાશ્વત છે તો જાવડ સુશીલાની જોડી પણ શાશ્વત છે. જ્યાં સુધી એના શિખર પર ધ્વજા ફરકે છે ત્યાં સુધી જાવડ ને સુશીલાના આત્મબલિદાનની વાત કોઈ વીસરશે નહિ ! સહુને એમનાં જેવાં જીવનનાં બળ મળજો !

જગમાં જનમે બહુ, પંખી પશુ કે કાતરા;
પણ માનવી એકલ તું, જાવડ જન્મ્યો જગતમાં.
ધન્ય તારૂં એ પણ, ધન્ય તારી સંપત્ત સત્તા;
લખમી સાથે લખણ, જાવડ જોયાં તુજમાં.
સુશીલા સતી તું નાર ! સીતા દ્રૌપદીમાં ભળી;
સેવ્યો સદા ભરથાર ને એક દિલે આદીસરો.
દીધી કમળશી કાય, ધરમ તણો ધજ ખોડવા;
ખરી તું જગદમ્બાય, જુગ જુગ જન સંભારશે.



# બાળ ગ્રંથાવળીનાં ૧૦૦ પુસ્તકો

## પહેલી શ્રેણી : કિં. રૂા. દોઢ. પાકું બાઈન્ડીંગ રૂા. બે.

૧ શ્રી રીખવદેવ, ૨ નેમ–રાજુલ, ૩ શ્રીપાર્શ્વનાથ, ૪ પ્રભુ મહાવીર, ૫ વીર ધન્નો, ૬ મહાત્મા દૃઢપ્રહારી, ૭ અભયકુમાર, ૮ રાણી ચેલ્લણા, ૯ ચંદનબાળા, ૧૦ ઈલાચીકુમાર, ૧૧ જંબુસ્વામી, ૧૨ અમરકુમાર, ૧૩ શ્રીપાળ, ૧૪ મહારાજા કુમારપાળ, ૧૫ પેથડ-કુમાર, ૧૬ વિમળશાહ, ૧૭ વસ્તુપાળ–તેજપાળ, ૧૮ ખેમો દેદરાણી, ૧૯ જગડુશાહ, ૨૦ ધર્મ માટે પ્રાણ આપનાર મહાત્માઓ.

## બીજી શ્રેણી : સળંગ પુસ્તકાકારે પાકું બાઈન્ડીંગ રૂા. સવા.

૧ અર્જુનમાળી, ૨ ચક્રવર્તી સનત્‌કુમાર, ૩ ગણધર શ્રી ગૌતમ-સ્વામી, ૪ ભરતબાહુબલિ, ૫ આર્દ્રકુમાર, ૬ મહારાજા શ્રેણિક, ૭ વીર ભામાશાહ ૮ મહામંત્રી ઉદાયન, ૯ મહાસતી અંજના ૧૦ રાજર્ષિ પ્રસન્નચંદ્ર, ૧૧ મયણરેહા, ૧૨ ચંદન મલયાગિરિ, ૧૩ કાન કઠિયારો, ૧૪ મુનિશ્રી હરિકેશ, ૧૫ કપિલ મુનિ, ૧૬ સેવામૂર્તિ નંદિષેણ, ૧૭ શ્રી સ્થૂલિભદ્ર, ૧૮ મહારાજા સંપ્રતિ, ૧૯ પ્રભુ મહાવીરના દશ શ્રાવકો, ૨૦ સ્વાધ્યાય.

## ત્રીજી શ્રેણી : કિં. રૂા. દોઢ. પાકું બાઇન્ડીંગ રૂા. બે.

૧ શ્રી ભદ્રબાહુ સ્વામી, ૨ શ્રી હેમચંદ્રાચાર્ય, ૩ શ્રી હરિભદ્રસૂરિ, ૪ શ્રી સિદ્ધસેન દિવાકર, ૫ શ્રી બપ્પભટ્ટસૂરિ, ૬ શ્રી હીરવિજય સૂરિ, ૭ ઉપાધ્યાય શ્રી યશોવિજયજી, ૮ મહા સતી સીતા, ૯ દ્રૌપદી, ૧૦ નળ–દમયંતી, ૧૧ મૃગાવતી, ૧૨ સતી નંદયંતી, ૧૩ ધન્ય અહિંસા, ૧૪ સત્યનો જય, ૧૫ અસ્તેયનો મહિમા, ૧૬ સાચો શણગાર–શીલ, ૧૭ સુખની ચાવી યાને સંતોષ, ૧૮ જૈન તીર્થોનો પરિચય ભાગ ૧ લો. ૧૯ જૈન તીર્થોનો પરિચય ભા. ૨ જો. ૨૦ જૈન સાહિત્યની ડાયરી.

**ચોથી શ્રેણી : કિં. રૂા. ૬ાાા. પાકું બાઈન્ડીંગ રૂા. બે.**

૧ જાવડશા, ૨ કોચરશા, ૩ વીર વનરાજ, ૪ ધન્ય એ ટેક, ૫ મણિનાં મૂલ, ૬ કળાધર કોકાશ, ૭ શુકરાજ, ૮ જિનમતી ૯ રાજર્ષિ કરકંડુ, ૧૦ અનંગ સુંદરી, ૧૧ નર્મદા સુંદરી, ૧૨ અષાઢા ભૂતિ, ૧૩ અચંકારિભટ્ટા, ૧૪ વિષ્ણુકુમાર, ૧૫ કાલિકાચાર્ય, ૧૬ શ્રી પાદલિપ્તાચાર્ય, ૧૭ મહાત્મા આનંદઘનજી, ૧૮ શ્રીમદ્ દેવચંદ્રજી, ૧૯ જળમંદિર પાવાપુરી (કાવ્ય) ૨૦ સાધર્મિકનાં સ્નેહઝરણાં.

**પાંચમી શ્રેણી :** સંવત ૧૯૮૮ની શ્રાવણ પૂર્ણિમાએ બહાર પડશે. અગાઉથી લવાજમ મોકલી આપનાર માટે પોસ્ટેજ સહિત **રૂા. ૬ાાા** પછીથી પોસ્ટેજ અલગ.

૧ લલિતાંગકુમાર, ૨ ચિલાતીપુત્ર, ૩ આભુશા, ૪ સમરાશા, ૫ પવિત્ર જયસેના, ૬ ભકત દેવપાળ, ૭ કુમાર મંગળ કળશ, ૮ ઉત્તમકુમાર, ૯ ચંપકશ્રેષ્ઠિ, ૧૦ અમરસેન–વયરસેન, ૧૧ સાજણસિંહ, ૧૨ ચંપકમાળા, ૧૩ કેવળી જયાનંદ, ૧૪ સમરાદિત્ય, ૧૫ હંસરાજ–વત્સરાજ, ૧૬ કવિ ધનપાળ, ૧૭ શ્રીકાંત શેઠ, ૧૮ મુનિ અર્હન્નક, ૧૯ વૃદ્ધાકુમાર, ૨૦ ઉત્તરાધ્યયનનાં અમૃતબિંદુ.

પાંચે શ્રેણી સાથે ખરીદનારને રૂા. **૬ાાા પાકું બાઈન્ડીંગ ૮ાાા** પોસ્ટેજ દરેકનું અલગ સમજવું.

# જૈન જ્યોતિ

**હર પૂર્ણિમાએ નિયમિત રીતે પ્રગટ થતું જૈન સાહિત્ય અને સંસ્કૃતિનું કલાત્મક સચિત્ર માસિક**

તંત્રી :

## ધીરજલાલ ટોકરશી શાહ

| | | |
|---|---|---|
| વાર્ષિક લવાજમ રૂ. ૨॥ | : : | છુટક નકલ |
| પરદેશમાં રૂ. ૩॥ | : : | **ચાર આના** |

દરેક અંકમાં એક ભાવનામય કાવ્ય, વિવિધ વિષય પરની તંત્રીની નોંધ, પુરાતત્ત્વના લેખ, બે કે ત્રણ રસભરી નવલિકાઓ, જૈન તીર્થ કે સ્થાપત્ય પરનો લેખ, હુન્નરની ડાયરી, જ્ઞાન વિહાર તથા આરોગ્ય અને વિજ્ઞાનના લેખો પ્રગટ થાય છે. એ ઉપરાંત દરેક વખતે ઈનામી હરિફાઇ પણ આવે છે. પ્રખ્યાત લેખકોના મનનીય લેખોજ આ પત્રમાં પ્રગટ થાય છે. આપ એક જ અંક જુઓ ને ગ્રાહક થવા લલચાશો.

આપ ગ્રાહક બનો ને મિત્રોને ગ્રાહક બનાવો. આટલા સસ્તા લવાજમે આટલી રસ સામગ્રી બીજે નહિજ મેળવો.

**જ્યોતિ કાર્યાલય**
**હવેલીની પોળ, રાયપુર**
**અમદાવાદ.**